બાલગ્રન્થાવલિ : પુ. ૬ : વર્ષ ૧

# અલિબાબા

સૌ. બ્હેન વિદ્યા

ગૂજરાત સાહિત્ય મંદિર
અમદાવાદ

આવૃત્તિ પહેલી ૧૯૮૫ છુટક કિં. ૦-૫-૦

# બે બોલ

લખવાનો મને મહાવરો નથી. ચારેક વર્ષ પહેલાં એક ભાઈની સૂચનાથી એક બાલવાર્તાનો અનુવાદ કરેલો અને તે છપાએલો પણ ખરો. એ જ રીતે આજ આ પુસ્તક બહાર આવે છે.

જુદા જુદા દેશનાં બાળકો તેમના મોટેરાં કરતાં એકમેક સાથે જલદીથી હળીમળી જાય છે. બાલમાનસ જ એવું હશે. રોબીન હુડ, રોબીન્સન ક્રુઝો અને સીંદબાદ આ બધાનાં પરાક્રમોનું સાહિત્ય બધાં દેશનાં બધાં બાળકોને સરખું આકર્ષે એમ છે. એ પ્રમાણે આ પુસ્તક પણ કંઈક અંશે આપણાં બાળકોને આનંદ આપશે.

પોષ સુદ પૂર્ણિમા ૧૯૮૫ } સૌ. વિદ્યા.
અમદાવાદ

મુદ્રક : ચીમનલાલ ઈશ્વરલાલ મહેતા : વસંત મુદ્રણાલય
ઘીકાંટારોડ, અમદાવાદ.

## બાલ ગ્રન્થાવલીનાં પુસ્તકો

| નામ | ગ્રાહક | છુટક |
|---|---|---|
| સુંદર વાતો | ૦—૪—૦ | ૦—૬—૦ |
| દેવકથાઓ | ૦—૪—૦ | ૦—૬—૦ |
| ભેરૂ | ૦—૬—૬ | ૦—૯—૦ |
| પડઘા | ૦—૩—૬ | ૦—૫—૦ |
| શકુંતલા | ૦—૩—૦ | ૦—૫—૦ |
| અલિબાબા | ૦—૩—૬ | ૦—૫—૦ |

### છપાતાં પુસ્તકો

| | |
|---|---|
| રૂપકથા ભા. ૧ | બાળ રામાયણ |
| કેસરીયાં | અર્જુન |
| આ શું ? | બાળ જગત |
| રસકથા ભા. ૧ | પાર્વતી |
| કાદંમરી | જૌહર |

ગૂજરાત સાહિત્ય મંદિર



નાચ કરતી મારજીયાના

# અલિબાબા

## સોનાનો ખજાનો

ઈરાન દેશના એક શહેરમાં બે ભાઇઓ રહેતા હતા. એકનું નામ કાસમ ને બીજાનું નામ અલિ-બાબા. તેઓનો બાપ બહુ ગરીબ હતો; પણ પોતાના મરણ પહેલાં તેણે પોતાની નાનીસૂની મિલ્કતને સરખે ભાગે વહેંચી આપી હતી.

કાસમનું લગ્ન એક પૈસાદારની કન્યા સાથે થયું અને થોડા વખતમાં તો તે એક મોટો વહેપારી બની ગયો. હવે તે સુખમાં રહે છે ને પોતાના ભાઈ અલિબાબાને ભૂલી જાય છે.

બિચારા ગરીબ અલિબાબાને સ્ત્રી પણ ગરીબ મલી હતી. અલિબાબાને દોલતમાં નાનું સરખું ઝુંપડું અને થોડાંશાં વાસણકુસણ હતાં.

અલિબાબા રોજ સવારે વહેલા ઉઠે છે. પોતાનું વહાલું ગધેડું લઈ જંગલમાં જાય છે. આખો દિ જંગલમાં લાકડાં કાપે છે, ગધેડા પર ગોઠવી ગાતો ગાતો બજારમાં આવે છે. લાકડાં વેચી તેના દાણાબાણા લઇ રાત પડે ઘેર આવે છે. ધણીધણીયાણી ને છોકરાંછૈયાં સાથે બેસી વાળું કરી નિરાંતે સૂઈ જાય છે.

એક દિવસ હતો. અલિબાબા પરોઢિયે ઉઠે છે. ખુદાની બંદગી કરે છે. પોતાના વહાલા ગધેડાને લઈ, ડચ ડચ કરતો જંગલ ભણી હાંકે જાય છે. ચાલતાં ચાલતાં એક નવા જંગલમાં આવી ચડે છે. ચારે તરફ મોટાં મોટાં ઝાડ, મોટા મોટા ડુંગરા ઉભા છે. અલિબાબા તો આવું સુંદર જંગલ જોઈ ખુશ ખુશ થઇ ગયો. જોતજોતાંમાં તો તેણે લાકડાં કાપી મોટો ઢગ કરી નાખ્યો.

આકાશમાં સૂરજ માથે આવ્યો છે. ધરતી તપવા લાગી છે. અલિબાબા પણ થાક્યો છે ને કુહાડી હાથમાંથી છોડી દે છે. એક લીલાછમ ઝાડ તળે જઈ બેસે છે. લાંબી નજરે જુવે છે તો ગધેડું પણ નીચે મ્હોંએ ચર્યા કરે છે.

અલિબાબા ડચ ડચ ડચકારો કરે છે, ત્યાં તો ગધેડું ભોં ભોં કરતું તેની પાસે આવે છે. અલિબાબા ગધેડાના ગળામાં હાથ નાંખી પંપાળતો પંપાળતો કહે છે: " બેટા, તને તો આજ ઠીક મોજ પડી લાગે છે, જો ખુદાએ આપણને આ નવું સુંદર જંગલ બતાવ્યું છે. રોજ હું ને તું અહીં આવીશું. તું ચરજે હું લાકડાં કાપીશ. સાંજ પડે ઘેર જઈશું ને આનંદ કરશું. કેમ બેટા તારી શેઠાણીને આ બધી વધામણી ખાઈશને. " ગધેડું જાણે સમજી ગયું હોય તેમ આ સાંભળી ભૂંકવા અને કૂદવા મંડી પડે છે.

આમ બે જણ ગમ્મત કરે છે, ત્યાં તો દૂર દૂર ધૂળના ગોટ ઉડતા દેખાયા. અલિબાબાનો આનંદ ઉડી ગયો. શરીર ધ્રૂજી ઉઠયું. શરીરે પરસેવો છૂટયો. "જરૂર ઘોડે-સ્વારો આવતા જણાય છે. આવા જંગલમાં આટલા ઘોડેસ્વારો કયાંથી. આ તો કોઇ લુંટારા હોવા જોઇએ."

ઈરાન દેશમાં લુંટારાનો બહુ ત્રાસ હોય છે. અલીબાબાએ સંતાવાનો વિચાર કર્યો. પાસે નાનાં નાનાં ઝાડોનું ઝુંડ હતું. અલિબાબા પોતાનું ગધેડું લઈ ત્યાં સંતાઈ ગયો.

ધબડક ધબડક દોડતા ઘોડાઓ આવી ત્યાં ઉભા.



સામે એક ઉંચો ઉંચો ખડક હતો. તે એટલો ઉંચો

અને સીધો હતો કે કોઈ તેના પર ચઢી શકે નહિ. ટપોટપ ઘોડાઓ ઉપરથી સ્વારો ઉતરી પડયા. દરેક સ્વારે ઘોડા પરની થેલીઓ ખભે મારી લીધી. સ્વારો સીધે સીધા આવી પેલા ખડક પાસે ઉભા.

ખડકની પાસે જ અલિબાબા સંતાયો હતો. તેની છાતી તો ધડક ધડક થતી હતી. ખુદાની બંદગી કરતો હતો. " હે ખુદા, હું તો ગરીબ રાંક છું. છોકરાંછૈયાં નાનાં છે. જીવતો ઘેર જવા દે જે. ફરી અહીં નહિ આવું. "

અલિબાબામાં જરા હિંમત આવી. ઝાડની ઓથે રહ્યો બધું જુએ છે: સહુ સ્વારોની આગળ એક કદાવર, લાંબી લાંબી દાઢીમૂછવાળો જવાન હતો. તે આ ટોળીનો સરદાર હોય એમ જણાતું હતું. તે ખડક પાસે આવી ઉભો. ને બોલ્યો; ખુલ જા 'સમસમ' આ અવાજથી ખડકમાં મોટું બાકોરું પડતું જણાયું. આ બાકોરું નહિ પણ મોટી ગુફા હતી, ગુફાનો આ દરવાજો હતો. સરદાર તેમાં દાખલ થયો. બાકીના બીજા સ્વારો પણ પાછળ પાછળ દાખલ થયા.

અલિબાબા તો આ બધું જોઇજ રહ્યો. તે તો આભોજ બની ગયો. 'આ બધું શું ? આ બધું શું ?' એમ મનમાં બડબડવા લાગ્યો. ટગર ટગર ગુફા સામે જોઈ રહ્યો. પાછો દરવાજો ઉઘડયો. એક પછી એક બધા લૂંટારા બહાર આવી ઉભા. સરદાર બોલ્યો: "બંધ થા સમસમ" ટપ દઈ દરવાજો બંધ થયો. લૂંટારા ચાલ્યા. ઘોડા પાસે આવી ઉભા. ટપોટપ સ્વારો ઘોડા પર અસ્વાર થઈ ગયા. સરદારે હાથમાં લગામ લીધી, ઘોડાને એડી મારી ત્યાં તો ઘોડા પૂરપાટ ઉપડયા. આ જાય આ જાય કરતાં તો ઘોડા આંખ આગળથી દૂર દૂર ઉપડી ગયા.

અલિબાબા સ્વારો ગણે છે તો ચાલીસ પૂરા થાય છે.

અલિબાબા ઉભો થયો. ચોગાનમાં આવ્યો. ખુદાનો આભાર માને છે. રાજી રાજી થઈ જાય છે. ગધેડાને થાબડતો જાય છે ને કૂદતો જાય છે. અલિબાબાને હૈયે ધરપત વળી. હાશ કહી હેઠો બેઠો.

અલિબાબાને મન થયું. આ ગુફામાં શું હશે? લુંટારા અહીં કેમ આવતા હશે ? લાવ જોઉં તો ખરો.

અલિબાબા ધીરે ધીરે પગલાં ભરતો, ચારે બાજુ જોતો જોતો પેલા ખડક પાસે આવ્યો. તેણે પણ સરદારની

માફક કહ્યું "સમસમ ખુલ જા" ત્યાં તો મોટો પથરો ખસતો દેખાયો, દરવાજો ઉઘડ્યો. અલિબાબા તો ચમકી ગયો. અંદર જઉં કે ન જઉં, જઉં કે ન જઉં એમ વિચાર કરવા લાગ્યો. ખુદાનું નામ લઇ અલિએ ગુફામાં પગ મૂક્યો. પાછું વળી જોતો જાય ને અંદર ચાલ્યો જાય. ઘડીકમાં ગુફા વચ્ચે આવી ઉભો.

ગુફાની માથે એક મોટું બાકોરૂં હતું. ત્યાંથી અજવાળું આવતું હતું. ગુફામાં અલિએ ચારે બાજુ નજર ફેરવી. ત્યાં તેણે શું શું જોયું ? ચારે તરફ ધન ધન ને ધન. એક બાજુ સોનાની લગડીઓનો ઢગ પડ્યો છે. એક બાજુ ચાંદીની ઇંટો ખડકી છે. એક બાજુ હીરા, માણેક, મોતીનું ઝવેરાત ઝળહળ ઝળહળ થઈ રહ્યું છે. ગીનીઓનો, રૂપિયાનો ને પૈસાનો તો સુમાર જ નથી. આ બધું જોઈ અલિબાબા તો ગાંડાતુર બની ગયો અને બોલી ઉઠ્યો. " યા ખુદા ! આ બધું શું ! આ બધું સાચું છે કે જુઠું ? આવા ભયંકર વનવગડામાં આ ગુફા શી ? આ બધી દોલત શી ? મને તો આખા દિમાં પૂરૂં ખાવાય મળતું નથી. અને આ લૂંટારાના ઘેર તો ધનનો સુમારજ નથી. હે ખુદા ! તારે ઘેર આ શો ન્યાય ?

જાણે ખુદાએ અલિની અરજ સાંભળી હોય એમ લાગ્યું. અલિ સમજયો, ખુદાએ જાણી-જોઇને જ આ રસ્તે મને મોકલ્યો છે. હાથમાં આવેલી આ દોલત શા માટે જતી કરવી. અલિ ગરીબ હતો પણ ચતુર હતો, તેણે તો ગીનીઓથી ભરેલી ચળકતી થેલીઓ ઉપાડી, દરવાજા પાસે લાવ્યો, ડચ ડચ કરી પોતાના ગધેડાને હાંક મારી. ગધેડું પણ હોશિયાર હતું. ભોં ભોં કરતું, ચારે પગે દોડતું ગુફા પાસે આવી ઉભું. અલિએ ઝપાટાબંધ ગીનીની થેલીઓ તેના પર ગોઠવી દીધી. પછી બોલ્યો "બંધ થા સમસમ" દરવાજો બંધ થયો. અલિ પોતાનાં કાપેલાં લાકડાં હતાં ત્યાં આવ્યો. ગધેડા પર લાકડાં ચારે બાજુ ચતુ-રાઇથી ગોઠવ્યાં. જોનારને લાકડાં સિવાય બીજું કંઈ જણાય નહિ.

સાંજ પડવા આવી છે. અલિબાબા ઘર ભણી વળ્યો છે. તેની છાતી ધડકે છે. ચ્હેરા પર ચિંતા છે. ખુદાનું નામ જપે છે. ને સપાટાબંધ જાય છે. ગધેડું પણ પોતાના માલીકનું મ્હોં ઉતરેલું જોઈ, ઉદાસી થયું છે. ભૂકવાનું ભૂલી ગયું છે, માલીકની ચિંતા સમજી ઝપાટાબંધ પગ ઉપાડે જાય છે.

અલિબાબા પાદરે આવ્યો. ઘરનાં દર્શન થયાં. તેની ચિંતા મટી. ખુદાને યાદ કર્યા. હાસ્યથી મ્હોં મલક્યું. જોતજોતામાં ઘરના આંગણે આવી ઉભો.

આલિબાબાની બીબી વાટ જોતી બેઠી છે. અલિને દૂરથી જોયો. દોડતી દોડતી જઇ અલિને ભેટી પડી "કેમ આજ મોડું થયું ?" બીબીએ પૂછ્યું.

"અમથું, લે ઝટપટ ઝટપટ લાકડાં ઉતાર." અલિએ કહ્યું.

લાકડાં ઉતારી લીધાં. અલિ અને તેની વહુ થેલીઓ ઉપાડી ઘરમાં લઈ ગયાં.

આલિએ થેલીઓ છોડી ઉંધી વાળી. ખરખર ખર-



રર કરતી ગીનીઓનો ઢગલો થયો. અંધારામાં અજવાળું થયું, બીબીસાહેબ તો આ જોઈ આભાં થઈ ગયાં.

બિચારી ભલી બીબીએ આટલી બધી સોનાની ગીનીઓ ક્યાંથી જોઈ હોય !

આખરે તેણે પૂછ્યું? " આ બધું કોનું છે ? તમે ક્યાંથી લાવ્યા ? "

"તું ઉતાવળ ના કર, બધું તને ધીમે ધીમે કહીશ" અલિએ બધી કોથળીઓ ખાલી કરી. આવડો મોટો સોનાનો ઢગ જોઈ તેની બીબી અંજાઈ ગઈ.

બીબી બોલી: "આ બધુંએ જો આપણું હોય તો કેવું સારૂં ? પછી તમારે જંગલમાં લાકડાં કાપવા જવું ન પડે, અને લાકડાં વેચવા પણ શહેરમાં ભટકવું ન પડે."

પછી તેઓ વાતોએ વળગ્યાં. આ બધું કેવી રીતે મલ્યું તે પોતાની સ્ત્રીને કહી સંભળાવ્યું. બધું સાંભળ્યા પછી તે બોલી; ખુદાની મહેરબાની થઈ. હવે આપણે સુખનાં વહાણાં વાયાં.

અલિએ કહ્યું: પણ આ કામ એટલી છુપી રીતે કરવાનું છે કે, કોઇને તેની સહેજ પણ ખબર પડે નહિ. "

બીબી તો એક એક ગીની લઈ ગણવા બેઠાં, પણ અલિબાબાએ કહ્યું: " આમ ક્યારે પાર આવશે ? લાવ આપણે વાડામાં એક ખાડો ખોદી તેમાં બધું દાટી દઇએ. જેથી કોઈને ખબર ન પડે. " તેની સ્ત્રીએ કહ્યું. હા, હા, સાચું સાચું. પણ આ ધન કેટલું છે, તે તો જાણવું જ જોઇએ. તમે ખાડો ખોદતા થાઓ તેટલી વારમાં હું પાડોશમાંથી એક માપ લઈ આવું."

આમ બોલી તે કાસમના ઘર તરફ દોડી અને ત્યાં જઈ કાસમની વહુને કહ્યું: " તમારૂ માપ થોડીવાર આપશો ? "

હા કહી, કાસમની સ્ત્રી ઘરમાં માપ લેવા ગઇ. તેને વિચાર થયો કે " આ લોકો તો બહુજ ગરીબ છે. તેમને માપ શું કામ જોઈતું હશે ? લાવ એક જુક્તિ કરૂં." તેણે માપની અંદર તળીએ સહેજ ગુંદર ચોપડયો અને પછી બ્હાર આવી કહ્યું; "લો બેન આ માપ. જડતું નહતું, માટે જરા વાર થઈ."

અલિની સ્ત્રી ઘેર આવી. માપથી પૈસા ભરી ભરી જુદી જુદી ઢગલીઓ કરવા લાગી. પછી એક ઢગલી ગણી જોઇ. એ હિસાબે બધી ઢગલીઓની ગીનીઓનો ખ્યાલ આવી ગયો.

પછી તે અલિ પાસે ગીનીઓ લઈ ગઇ. અલિ પણ ખાડો ખોદી રહેવા આવ્યો હતો. તે બધું સોનું દાટવા લાગ્યો. અને તેની સ્ત્રી કાસમને ઘેર પેલું માપ પાછું આપવા ગઇ. હરખમાં ને હરખમાં તેને ખબરે ન પડી કે માપની અંદર એક સોનામહોર ચોંટી રહી છે. અલિની સ્ત્રી માપ આપી પાછી ગઈ. કાસમની સ્ત્રીએ ધાર્યું હતું કે, અલિને દાણા માપવા હશે, પણ તેણે માપમાં શું જોયું ? ગુંદરવાળી જગ્યાએ એક સોનાનો સિક્કો ચોંટેલો છે. ગીની જોઇ કાસમની સ્ત્રી તો ચકિત થઈ ગઈ.

કાસમની બીબી ચતુર હતી પણ ખંધી ને દાઝીલી હતી. સોનાની મહોર જોઈ તેની આંખો તો લાલ લાલ થઈ ગઇ. શું અલિબાબા પાસે એટલા બધા પૈસા છે કે ગણ્યા ગણાતાયે નથી ? માપથી માપવા પડે છે. શું અમારા કરતાંયે ચઢી ગયો. કાલ સુધી તો એને ખાવા દાણોય નહોતો, આજ આ બધું આવ્યું ક્યાંથી ? જરૂર ક્યાંઈથી ધાપ મારી લાવ્યો હશે. આમ ગણગણતી પોતાના ધણી કાસમની રાહ જોતી બેઠી.

કાસમ આખો દિવસ દુકાને બેસતો, સાંજ પડે ઘેર આવતો. આજે કાસમની સ્ત્રી આતુરતાથી રાહ જુએ છે.

'ક્યારે કાસમ ઘેર આવે ને બધી વાત કરૂં' એમ મનમાં ગણગણે છે.

મોડી રાતે કાસમ ઘેર આવ્યો. પગમાંથી પગરખાંયે કાઢતા પહેલાં તેની સ્ત્રી બોલી ઉઠી, "તમે તો કહેતા'તા ને કે અલિને ખાવાયે નથી. તમે તો ભોળા ને ભોળા રહ્યા. તમને તો રાતદિનું ભાન નથી." બીબીએ કહ્યું.

"પણ તું શું કહેવા માગે છે, તે હું જરાયે સમજી શકતો નથી. ધીરે રહીને વાત કરે તો કંઈ સમજાય" કાસમે કહ્યું.

જુઓ જુઓ અલિ તો તમારા કરતાંયે ઘણો મોટો પૈસાદાર છે. અરે તેના જેવો મોટો પૈસાદાર તો આપણા આખા શહેરમાંયે નહિ હોય, સહુ લોકો તો પોતાના પૈસા ગણે છે, પણ અલિની પાસે એટલા બધા પૈસા છે કે તે ગણીયે શકતો નથી. એ તો પૈસા માપીને પોતાની મિલક્ત ગણે છે.

ગાંડી થઇશ ગાંડી. બીચારાને ખાવા પૂરો રોટલો તો મલતો નથી ને આટલા પૈસા હોય ક્યાંથી? કાસમે કહ્યું.

અમથી હું કહું છું કે તમે તો ભોળા છો. જુઓ

આ મહોર અલિના ઘરની છે. ત્યાર પછી કાસમની સ્ત્રીએ બધી બનેલી વાત કહી સંભળાવી.

આ બધું સાંભળી કાસમ પણ અજાયબ થયો.

કાસમ આ પૈસાદારની છોકરી સાથે પરણ્યા પછી ભાઈથી જુદો થયો હતો. કોઇ દિવસ ભાઈની ખબરે લેતો નહિ. તેની સ્ત્રી જેવો તે પણ અદેખો હતો. આ બધી વાત સાંભળી તે પણ અદેખાઇથી બળવા લાગ્યો. અલિના વિચારમાં ને વિચારમાં બંને માણસોને આખી રાત ઉંઘ આવી નહિ.

કાસમ પરોઢિયે ઉઠયો. ગુસ્સામાં ને ગુસ્સામાં અલિબાબાને ત્યાં ગયો.

"અલિ ઓ અલિ" કાસમે બૂમો પાડી.

આંખો ચોળતો ચોળતો. અલિ ઉઠી બહાર આવ્યો. મોટા ભાઇને સલામ ભરી ઉભો રહ્યો.

કાસમે કહ્યું, અલિ તું તો જબરો દંભી લાગે છે. તારી પાસે પૈસાનો તો પાર નથી, ને દેખાવ તો એક ભિખારી જેવો રાખે છે.

"મોટા ભાઈ, તમારૂં કહેવું હું તો સમજી શકતો નથી." અલિએ કહ્યું.

કાસમે કહ્યું: તું શાનો સમજે હવે તો તારો બધો દંભ હું સમજી ગયો છું. જો આ સોનામહોર, મારી સ્ત્રીએ તને જે ગઈ કાલે માપ આપ્યું હતું, તેમાંથી એ નીકળી છે.

મહોર જોઈ અલિબાબા સમજી ગયો કે મારી સ્ત્રીની મૂર્ખાઈ ને ઉતાવળને લીધે આ વાત ખુલ્લી પડી ગઇ છે. પણ જરાયે ગભરાયા સિવાય બિચારા ભલા અલિએ પોતાના સ્વાર્થી ભાઈને પેલા લુંટારાઓની ટુકડી અને પેલી દોલતથી ભરેલી ગુફાની વાત કહી.

"ભાઈ કાસમ, આપણે બંને માના જણ્યા ભાઈ-ઓ છીએ. આ વાત છાની રાખવી જોઇએ. આપણે બંને ત્યાંથી જે જે લાવીશું, તે બંને સરખે ભાગે વહેંચી લઈશું" અલિએ કહ્યું.

કાસમે કહ્યું; ના, ના, એમ નહિ બને. આ તું લાવ્યો તે તારૂં ને હું લઈ આવું તે મારૂં. ભાગબાગ કંઈ ન મળે.

ચાલ ચાલ જલદી બોલ, એ ગુફા ક્યાં આવી? ગુફાનું બારણું શી રીતે ઉઘડે છે? જો તું જરાએ જુઠું બોલીશ અને મને બરાબર બધું નહિ બતાવે તો કાજી

સાહેબને આ બધી વાત જાહેર કરીશ. તને સજા થશે ને મને મોટું ઈનામ મળશે.

આથી જરાયે અલિબાબા ડર્યો નહિ. અલિ બહુ ભલો ને પ્રેમી હતો. તેણે પોતાના ભાઇને બધી વાત બરાબર સમજાવી. ગુફા ક્યાં આવી, ગુફામાં જવા માટે તેમજ બહાર નિકળવા શા શા શબ્દો બોલવા જોઇએ તે પણ તેણે સાચેસાચું કહી દીધું.



## કાસમનું ખૂન

કાસમને હરખનો પાર રહ્યો નહિ. મૂછ આંબળતો આંબળતો ઘેર આવ્યો.

કાસમની બીબી તો તલપાપડ થઈ રહી હતી. અલિના પૈસાની બધી વાત કાસમે પોતાની સ્ત્રીને કહી. બંને જણાંએ ઘાટ ઘડ્યો. અલિબાબા કરતાંયે પરોઢિયે વહેલાં ઉઠવું, ચારપાંચ ગધેડાં લેવાં ને ગુફાએ પહોંચી જવું.

કાસમને ઉંઘ આવતી નથી. રાત તો ઘણી છે. હરખમાં ને હરખમાં કાસમ તો ઉઠ્યો. ચાર પાંચ ગધેડાં તૈયાર કર્યાં. પોતાની સ્ત્રીને જવાનું કહી ઘરથી રવાના થયો.

અલિએ બતાવેલો રસ્તો બરાબર યાદ કર્યો હતો. જોતજોતાંમાં કાસમ તો પેલા ખડક આગળ આવી પહોંચ્યો. કાસમે બરાબર જોઈ લીધું કે અલિએ કહ્યું

હતું તે જ આ ઝાડ, તે જ આ ખડક અને તે જ આ દરવાજો.

કાસમે કહ્યું "સમસમ ખુલજા"

ફડાક કરતું બારણું ઉઘડયું. કાસમ અંદર ગયો. "સમસમ બંધ થા" કહેતાંજ બારણું બંધ થયું.

થોડો થોડો સૂરજ ચઢયો હતો. અજવાળું ગુફામાં બરાબર આવતું હતું. હીરા, માણેક, રત્નોના તેજથી ગુફા તો ઝળહળ ઝળહળ થઈ રહી હતી.

કાસમ તો ગુફા જોઈ ગાંડોતુર થઇ ગયો. અલિએ કહ્યું હતું, તેથી તો અનંતગણો ખજાનો હતો. કાસમ તો લવવા લાગ્યો. ઓહોહોહો આ સોનું શું ! આ હીરા માણેક મોતી શાં ! આ ચાંદી શી ! અને આ ઘરેણાંનો તો પારજ નથી. બસ બંદા તો દુનિયાના રાજા થવાના. ગાંડો અલિ, બિચારો અલિ આમાં શું સમજે ? આપણાયે શહેરમાં હવે મારા જેવો ધનવાન કોણ છે ?

સોનાચાંદીના ઢગલા જોયા. સોનામહોરોની થેલીઓ જોઈ. ઝવેરાતથી ભરેલા પેટીપટારા જોયા. રૂપિયાના ઢગલા સામી તો નજર શું કરવા કરે ?

કાસમે મહોરોથી ભરેલી થેલીઓ ઉપાડી. લાવી લાવી દરવાજા પાસે ખડકયા કરી. થાકયા પછી

હાશ કરી હેઠો બેઠો. હૈયું આનંદથી ભરાઈ ગયું હતું. અત્યારે મનમાં આનંદ આનંદ સિવાય બીજું હતું નહિ.

ઘડી બેઠો, બે ઘડી બેઠો, દશ ઘડી બેઠો. જીવમાં જરા નિરાંત આવી. કાસમે વિચાર કર્યો. ચાલ અત્યારે ઘર ભેગો થઉં. બિચારી બીબી તો રાહ જોતી હશે. ઉભો થઇ દરવાજા પાસે આવ્યો. પણ પણ દરવાજો ઉઘાડવો શી રીતે? આનંદના પૂરમાં પેલા શબ્દો ભૂલાઈ ગયા હતા.

બહુ બહુ યાદ કરવા લાગ્યો પણ શબ્દો તો સાંભર્યા નહિ. દાણાનાં નામ દીધાં પણ દરવાજો ન ઉઘડ્યો. ઝાડનાં નામ દીધાં પણ દરવાજો ન ઉઘડ્યો. પછી તો જાનવરનાં નામ દીધાં, ઘરેણાનાં નામ દીધાં; કપડાનાં નામ દીધાં પણ બધું ફોગટ. દરવાજો તો હાલે કે ચાલે.

કાસમ તો ઢીલોઢફ થઇ ગયો. ખુદાને યાદ કર્યા પણ તેયે ફોગટ.

હવે તેને ફાળ પડી. લૂંટારા હમણાં આવશે. હું પકડાઈ જઇશ. મને મારી નાંખશે. જરૂર મને મારી નાંખશે. મરણનો વિચાર આવતાં તો કાસમ થરથરી ઉઠ્યો. આ ગુફા, આ બધી દોલત ઝેર ઝેર જેવી લાગી.

પોતાની બીબી ઉપર ગુસ્સો ચઢયો. પણ હવે આ બધું શા કામનું ?

ખરા બપોર થયા છે. લૂંટારા ગુફા ભણી આવે છે. ઘોડાના ડાબલાનો અવાજ ધબડાક ધબડાક નજીક સંભળાય છે. કાસમ તો ધ્રૂજી ઉઠયો. શરીરે તો પરસેવાના જેબેજેબ વળ્યા.

લૂંટારા આવ્યા. ટપોટપ ઘોડેથી ઉતરી પડયા. જ્યાં ગુફા પાસે આવે છે, ત્યાં તો ગધેડાં ચરતાં જોયાં. આ જોઈ બધા એકદમ થંભી ગયા. બધા એકબીજા સામું જોવા લાગ્યા.

સરદાર બોલ્યો. જવાનો, આ શું ? કોઈ દિવસ અહીં ચકલુંએ ન ફરકે અને આજે આ ગધેડાં શાં ? જરૂર કોઈ બદમાસ આપણી બધી બાજી જાણી ગયો લાગે છે, ફીકર નહિ ચાલો તલવારો બહાર કાઢો. ત્યાં તો ચળક ચળક કરતી ચાલીસે તલવારો મ્યાન બહાર થઈ.

આગળ સરદાર પાછળ ઓગણચાળીસ લૂંટારા દરવાજા પાસે આવ્યા. સરદાર બોલ્યો. 'સમસમ ખુલ જા' દરવાજો ઉઘડી ગયો.

કાસમ તો જોરથી બહાર ભાગવા લાગ્યો. હુડકો-ટમાં આવતાં સરદાર પડી ગયો. પણ બીજા લૂંટારાઓએ તેને પકડી લીધો.

કાસમ તો થરથર ધ્રૂજવા લાગ્યો સરદારના પગમાં પડી આજીજી કરે છે, પણ સરદારે દયા કરી નહિ અને તેને ત્યાં મારી નાંખ્યો.

લૂંટારા ગુફામાં ચારે કોર ફરી વર્યા. કાસમે લીધેલી થેલીઓ બરાબર ગોઠવી દીધી. અલિબાબાની થેલીઓની તો તેમને ખબરે ન પડી.

લૂંટારાઓની સભા ભરાણી. સરદાર બોલ્યો. વહાલા સાથીઓ, આપણે ચેતતા રહેવું જોઇએ. જરૂર કોઇ બદમાસ આપણી હકીકત જાણી ગયો છે.

આ હરામખોર અહીં આવ્યો ક્યાંથી ? હવે આપણે બરાબર બંદોબસ્ત રાખવો જોઇએ.

બધાયે હામાં હા ભેળવી, બધાયે માથું નમાવ્યું. પછી કાસમના શરીરના ચાર ટૂકડા કર્યા. બે દરવાજાની બહાર લટકાવ્યા અને બે અંદર લટકાવ્યા.

તેમણે ધાર્યું કે, આ શરીરના ટૂકડા જોઈ કોઈ પણ માણસ અહીં આવવાની હિંમત કરશે નહિ.

બધા તૈયાર થઈ ગયા. બધા ગુફાની બ્હાર આવ્યા. દરવાજો બંધ થયો.

ઘોડા પર સ્વાર થયા. આ વખતે તો મોટી લૂંટ કરવી છે, એમ ઠરાવી પવનવેગે ઘોડા મારી મૂક્યા.



## કાસમના મડદાની ચોરી

દિવસ આથમ્યો છે. દીવા થયા છે. કાસમની બીબી બેઠી બેઠી કાસમની વાટ જુએ છે. હજુ કેમ નહિ આવ્યા ? શું થયું હશે ? લૂંટારા મળ્યા હશે ? આમ ચિંતા કરતી બેઠી છે. જેમ જેમ રાત જવા માંડી તેમ તેમ તેની ચિંતા વધવા માંડી.

હજુ કાસમ આવ્યો નહિ. કાસમની સ્ત્રી અલિ-બાબાને ઘેર આવી. અલિબાબાને કહ્યું, તમારા ભાઈ જંગલમાં ગયા છે. હજુ તે આવ્યા નથી. મને તો બહુ ચિંતા થાય છે. તપાસ કરોને.

અલિબાબાએ કહ્યું. "ભાભી, કાસમ ચતુર છે. દિવસે શહેરમાં આવવું ઠીક નહિ લાગ્યું હોય એટલે મને લાગે છે; હમણાં જરૂર આવી જશે."

કાસમની સ્ત્રીને કંઈક ધીરજ આવી. અલિબાબાની વાત સાચી લાગી ને પાછી ઘેર આવી.

રાતના આઠ વાગ્યા, નવ વાગ્યા, દશ વાગ્યા પણ કાસમનાં પગલાં દેખાયાં નહિ. કાસમની બીબીની હવે ધીરજ ખૂટી. રડવા લાગી. પસ્તાવા લાગી. મેંજ મૂર્ખીએ ભૂલ કરી છે. જો અલિબાબાની વાત તેમને ન કરી હોત તો તેમને જંગલમાં ન જવું પડત. જરૂર તેમને માથે કોઈ ભયંકર સંકટ આવ્યું હશે. રડતી જાય છે ને ખુદાની બંદગી કરતી જાય છે. હે ખુદા, મારા પતિ પર કોઈ જાતનું સંકટ હોય તે દૂર કરશો.

અડધી રાત ગઈ પણ કાસમ તો ન આવ્યો. આખીયે રાત કાસમની સ્ત્રીએ રોઈ રોઈને કાઢી.

પરોઢિયું થયું ને કાસમની સ્ત્રી અલીબાબાને ઘેર આવી. કાસમની સ્ત્રીને જોતાંજ અલિબાબા સમજી ગયો કે હજુ મારો ભાઇ આવ્યો લાગતો નથી. કાસમની સ્ત્રીએ કહ્યું. અલિબાબા હવે મારી ધીરજ રહેતી નથી. જરૂર તેમને માથે કાંઈ સંકટ આવ્યું હશે. તમે તુરત તપાસ કરો.

અલિબાબાએ કહ્યું ભાભી, કંઇ ફિકર કરશો નહિ. હું હાલ જંગલમાં જઉં છું.

બીજું કંઈ વધુ બોલ્યા સિવાય અલિબાબા

પોતાના વ્હાલા મિત્ર પેલા ગધેડાને લઇ જંગલમાં ચાલી નીકળ્યો.

અલિબાબા પણ બહુ ચિંતામાં છે. આખે રસ્તે બોલ્યા ચાલ્યા વગર ચાલ્યો જાય છે. ચારે બાજુ નજર નાંખે છે. પણ ક્યાંય કાસમની ભાળ મળતી નથી. આખરે પેલું ઝાડ, પેલો ખડક, પેલી ભેદી ગુફા દેખાયાં. ગુફાના દરવાજે આવતાં શું જોયું ?

લોહીના ડાઘા પડયા છે.

જોતાંજ અલિબાબાના સાંધા ઢીલા થઈ ગયા. કાસમ ખુદાને ઘેર પહોંચી ગયો, એવી એને ખાત્રી થઈ.

અલિબાબા ચતુર અને ચપળ હતો. તે સમજ્યો, કે આવા વખતે શોક કરવાનું કે રડવાનું કે સમય ગુમાવવાનું હોય નહિ.

તુરત બોલ્યો. "સમસમ ખુલજા" દરવાજો ખુલ્યો. ચારે બાજુ કાસમના શરીરના ટૂકડા લટકાવેલા જોયા. આ ભયંકર દેખાવ જોતાંજ અલિબાબા ચીસ પાડી ઉઠયો. આંસુથી આંખો ભરાઈ ગઈ. પણ આ સમય ગુમાવવાનો નહોતો. કારણ માથે લૂંટારાનો ભય હતો. અલિબાબાએ તુરતજ કાસમના શરીરના ટુકડાઓ એકઠા કર્યાં. એક મજબૂત લુગડામાં લપેટી દીધા ને

ગધેડા પર ગોઠવી દીધા. સાથે સોનામહોરની બે થેલીઓ પણ મૂકી દીધી. તે ઉપર બરાબર રીતે લાકડાં ગોઠવી દીધાં. અલિબાબાએ વિચાર્યું હજુ દિવસ ઘણો છે. દિવસ છતાં, શહેરમાં જવું જોખમ ભરેલું છે. એટલા માટે લાંબો આંટીઘુંટીવાળો રસ્તો લેવો જોઈએ.

અલિબાબા લાંબા રસ્તે થઈ, મોડી રાતે ઘેર આવ્યો.

સોનાની થેલીઓ પોતાને ઘેર મૂકી દીધી. પછી ગધેડાને હાંકી કાસમને ઘેર આવ્યો.

કાસમના ઘરમાં એક મોરજીયાના નામની દાસી હતી. મોરજીયાના જેવી ચતુર, બહાદુર અને અક્કલ-વાળી બહુ ઓછી સ્ત્રીઓ હોય છે. મોરજીયાના હતી તો સ્ત્રી પણ તે ભલભલા પુરૂષને હાર ખવડાવે એવી હતી.

અલિબાબાના ટકોરાથી તુરત મોરજીયાના આવી ખડકી ઉઘાડી. અલિબાબા ને ગધેડું અંદર આવ્યાં.

અલિબાબાએ કહ્યું: " તારા શેઠ કાસમ લૂંટારાને હાથે મરાયા છે. મોરજીયાના, આપણે માથે ભારે સંકટ આવી પડયું છે. આ સંકટમાંથી આપણે પસાર થવાનું

છે. તું ડાહી ને બહાદુર છે. તારી શેઠાણીને ખૂબ ધીરજ ને હિંમત આપજે. જા તારી શેઠાણીને બોલાવ.

કાસમની સ્ત્રી આવી. અલિબાબાનો ચ્હેરો જોતાં જ તે સમજી કે જરૂર પોતાના પતિનું કંઈ અશુભ થયું છે. તે બોલીઃ "અલિબાબા, તમારો ચ્હેરો કહી આપે છે કે, તમારા ભાઈ લૂંટારાના પંજામાં ફસાઈ ગયા છે.

અલિબાબાએ કહ્યું: ભાભી સાચી વાત, ફસાયો છે એટલું જ નહિ પણ તેમને લૂંટારાએ મારી નાંખ્યો છે.

કાસમને મારી નાંખ્યો છે એ શબ્દો સાંભળતાંજ કાસમની સ્ત્રીને, માથે વીજળી પડે તેવો આઘાત થયો.

અલિબાબાએ કહ્યું, ભાભી બનવાનું હતું તે બન્યું. પણ આ સિવાય આપણે માથે બીજું મોટું સંકટ ઉભું છે. કાસમના શરીરના ટૂકડા હું લેઇ આવ્યો છું, આ મડદું કોણ ઉપાડી ગયું, તેની ખૂબ તપાસ લૂંટારા કરશે. જો આ વાત લૂંટારા જાણી જાય તો આપણામાંથી કોઈ પણ બચવા પામશે નહિ.

આપણે આ વાત ભૂલી જઈએ. અને પાડોશીનોય કાન ન સાંભરે તેવી રીતે આ બધી બાબત છુપી રાખવી જોઇએ.

કાસમ મંદવાડથી મરી ગયો એમ લોકો જાણે એવું કરવું જોઈએ. આ માટે બધી ગોઠવણ મોરજીયાનાને સોંપી.

આમ બધી ગોઠવણ કરી અલિબાબા ઘેર ગયો.



## મોરજીયાનાની હોશિયારી

બીજા દિવસનું સવાર થયું. મોરજીયાના એક હકીમ પાસે ગઈ.

મોરજીયાના બોલી: હકીમજી, મારો શેઠ કાસમ બહુજ માંદા થયા છે. તેમના પેટમાં અનાજ ટકતુંજ નથી. માટે કંઇ સારી દવા આપો. હકીમે દવા આપી. તે લઈ મોરજીયાના ઘેર આવી.

દવા તો કોને ખવડાવવાની હોય. આ તો લોકોને સમજાવવાનું કે કાસમ તો મંદવાડથી મરી ગયો છે. આ યુક્તિ મોરજીયાનાએ ગોઠવી હતી.

બપોર થયું. પાછી મોરજીયાના હકીમ પાસે આવી.

હકીમ સાહેબ, આપની દવાથી મારા શેઠને જરાયે ફાયદો નથી. તેમને સખત દુઃખ થાય છે. માટે સારામાં સારી દવા આપો.

હકીમે દવા આપી તે લઇ મોરજીયાના ઘેર આવી.

સાંજ પડી દીવા થયા. ત્યારે કાસમની સ્ત્રી અને મોરજીયાના પોકો મૂકી રડવા લાગી. કાસમ મરી ગયો એવી વાત ફેલાઈ ગઈ.

રાત મોડી ગઇ છે. શહેરનું બઝાર લગભગ બંધ થઈ ગયું છે. માણસોની આવજા પણ બહુ ઓછી છે. અત્યારે મોરજીયાના ઘેરથી નીકળી છે. બજારમાં આવી ઉભી છે. ચારે બાજુ નજર ફેરવતી ફેરવતી એક બુઠ્ઠા ડોસાની દુકાને આવી ઉભી.

મોરજીયાના બહુજ ચતુર હતી. કોઈની પાસે કામ કેમ કરાવી શકાય, તે સારી રીતે જાણતી હતી.

ઘરડા મોચીને સલામ ભરી મોરજીયાના ઉભી રહી.

આ મોચીનું નામ મુસ્તફા હતું. મુસ્તફા પણ બડો ચાલાક હતો.

મુસ્તફાએ કહ્યું: કેમ બાઈ સાહેબ પધાર્યા ?

મોરજીયાનાએ કહ્યું: મુસ્તફા મારી શેઠાણી માટે સરસ મોજડીઓ સીવડાવવી છે ? તમે મારી સાથે માપ લેવા આવશો ?

મુસ્તફાએ કહ્યું: આટલી મોડી રાતે !

આ જોડા એક જણને હમણાંજ આપવાના છે. એટલે હું નહિ આવી શકું ?

મોરજીયાનાએ એક સોનાની મહોર તેની તરફ ફેંકી કહ્યું: મુસ્તફા તને આ ઘરાક શું આપવાનો હતો. મોજડી તુરત જોઇએ છીએ. તમે આવશો તો આથી પણ વધારે ઈનામ અપાવીશ.

ચળક ચળક ચળકતો સિક્કો જોઈ મુસ્તફાના મોંમાં પાણી આવ્યું. તુરત જવા તૈયાર થયો.

બંને જણાં ચાલી નીકળ્યાં.

અરધે આવ્યાં એટલે મોરજીયાનાએ કહ્યું, મુસ્તફા હવે તમારી આંખે પાટા બાંધવા પડશે.

મુસ્તફાએ કહ્યું કારણ ?

મોરજીયાનાએ કહ્યું જો મારા શેઠનો એવો એવો હુકમ છે.

મુસ્તફાએ કહ્યું: ના બાઈ સાહેબ. આપણે એ કબુલ નથી. મોરજીયાનાએ બીજી સોનામહોર મુસ્તફાના હાથમાં ધરી દીધી અને બોલી. મુસ્તફા હઠ શા માટે કરે છે, એ તો મોટા લોકોનાં ઘર એ કહે એમ કરીએ એ જ સારૂં

મુસ્તફા કબુલ થયો.

મોરજીનાએ તુરત તેની આંખ પર રૂમાલ બાંધી દીધો.



મુસ્તફાને દોરતી દોરતી મોરજીયાના તુરત ઘેર આવી પહોંચી.

મુસ્તફાની આંખ પર પાછો રૂમાલ બાંધ્યો. તેને દોરી પેલી જગ્યા પર લાવી રૂમાલ છોડી નાંખ્યો. પછી સલામ કરી મોરજીયાના અને મુસ્તફા છુટાં પડયાં.

સવાર થયું. કાસમના શરીરની રીતસર દફન-ક્રિયા પૂરી કરી.

બધાંયે માન્યું કે કાસમ અકસ્માત કોઈ ભયંકર રોગથી મરી ગયો.

અલિબાબા પણ નિર્ભય થયો. મોરજીયાનાની ચતુરાઈનાં તેણે ખૂબ વખાણ કર્યાં.

અલિબાબા અને તેનું કુટુંબ કાસમના ઘરમાં આવી વસ્યાં.



## બીજી ચતુરાઇ

બે ત્રણ દિવસ થઇ ગયા છે. લૂંટારા પોતાની ગુફામાં આવ્યા છે.

સરદાર અને બીજા ચોર ગુફામાં બધેય ફરે છે. દોડાદોડ કરે છે. ને જુએ છે, પેલું મડદું ગયું ક્યાં ? પણ ક્યાંય મડદાનું નામ નિશાન હાથમાં આવ્યું નહિ.

સરદારની આંખો લાલહીંગળોક થઈ ગઈ છે. પગ પછાડે છે, ઉંડો ઉંડો વિચાર કરે છે, પણ કંઈ વળતું નથી.

પછી ચાલીસ ચોર ભેગા થયા. સરદાર બોલ્યોઃ જુવાન દોસ્તો, હવે આપણે ચેતવું જોઈએ. બેદરકારી કરીશું તો આપણા બધાંનો નાશ થશે. જરૂર કોઈ બદમાસો આપણું આ ઠેકાણું ભાળી ગયા છે. એક નહિ પણ વધારે હોવા જોઇએ. નહિતર આ મડદું અને કેટલીક સોનામહોરની થેલીઓ જાય ક્યાં ?

હું ધારૂં છું કે આ માણસ આપણા કરતાં પણ ચતુર અને બહાદુર હોવો જોઈએ. ત્યારે બોલો હવે શું કરવું ?

બધાયે એક અવાજે બોલી ઉઠયા : શોધી કાઢીએ અને એનો નાશ કરીએ.

સરદાર બોલ્યો: બરાબર છે. તો આપણામાંથી એક હોશિયાર માણસે આજે શહેરમાં જવું જોઈએ. છુપી રીતે તપાસ કરવી જોઈએ કે આપણે મારી નાખેલા માણસ વિષે કંઇ ચર્ચા ચાલે છે કે નહિ? એ માણસ કોણ હતો ? વગેરે બારીકીથી ખબર મેળવવી જોઈએ. બોલો તમારામાંથી આ ખબર લાવવાનું બીડું કોણ ઝડપે છે ?

તરતજ એક લુંટારો બોલી ઉઠયો, હું આ કામ માથે લઉં છું. જો નિષ્ફળ નિવડું તો ભયંકરમાં ભયંકર સજા સહન કરવા તૈયાર છું.

બધાએ તાલીઓ પાડી ને તેનો આભાર માન્યો.

તરતજ આ લુંટારાએ પોતાનો પહેરવેશ બદલી નાંખ્યો. ગૃહસ્થ માણસ જેવો પોષાક પહેરી લીધો અને શહેર ભણી ચાલી નીકળ્યો.

સવાર થયું છે. લુંટારો બજારમાં આવી ઉભો છે. બધી દુકાનો હજુ બંધ છે. કેવળ પેલા મુસ્તફા મોચી-ની દુકાન ઉઘડી છે.

લુંટારો મુસ્તફાની દુકાને આવી ઉભો “ શેઠ સલામ. ”

મસ્તફાએ પણ સામી સલામ કરી આવકાર આપ્યો.

લુંટારો બોલ્યોઃ શેઠ, દુકાન તો બહુ વહેલી ઉઘાડો છો. તમે ઘરડા ડોસા છો ને ભલું સીવી શકો છો ?

મુસ્તફાને જાણે ડોસો કહેવાથી માઠું લાગ્યું હોયને તેથી બોલી ઉઠયો. ભલા માણસ તમે તો અજાણ્યા લાગો છો. હું જેટલો ઘરડો છું તેટલીજ મારી આંખો તેજ છે. તમારા કરતાં પણ મારી આંખો તેજ છે. તમે કદાચ નહિ માનો. થોડાજ દિવસ ઉપર આથી પણ વધારે અંધારી જગ્યામાં એક મડદું મેં સાંધ્યું હતું.

પોતાને જાણવાની હકીકત અચાનક સાંભળી લુંટારો ખુશ ખુશ થઈ ગયો. હવે આ હકીકત વધારે મેળવવાને મુસ્તફાને ચઢાવવા લાગ્યો.

શું કહો છો કાકા ? આ વાત શું સાચી છે ? ભૂલ્યા હશો ભૂલ્યા. તમે કફન સીવ્યું હશે.

મુસ્તફા બોલ્યોઃ હં, હું સમજ્યો. તમે આ વાત વધારે જાણવા માગો છો. પણ હવે હું કંઈ કહેવાનો નથી.

લુંટારાએ તુરત મુસ્તફાના હાથમાં પાંચ સોના-મહોર ધરી દીધી અને બોલ્યોઃ કાકા, મારે વાત તો જાણવી છે. તેમાં તમને કંઈ હરકત નહિ આવે. મહેરબાની કરી તે ઘર બતાવશો તો હજુયે બીજી સોના-મહોર આપીશ.

મુસ્તફા પૈસાનો લાલચુ હતો. રાત દિ મહેનત કરે છે ત્યારે માંડ ખાવા મળે છે. તે આમ સોનાનો વરસાદ જોઈ ચળે એમાં શી નવાઈ.

મુસ્તફા બોલ્યોઃ ભાઇશાબ એ ઘર બરાબર બતાવી શકું તેમ નથી. કારણ કે મને અહીંથી થોડેક દૂર લઈ ગયા પછી પાટો બાંધી ઘેર લઇ ગયા હતા. અને તેજ રીતે મને પાછો મુકી ગયા હતા. એટલે ચોક્કસ ઘર બતાવી શકું નહિ.

લુંટારો બોલ્યોઃ કાકા, તમે બહુ ચતુર છો. એટલે ઘર શોધવામાં બહુ મહેનત નહિ પડે. આપણે પેલી જગ્યાએ જઇએ. ત્યાં હું તમને રૂમાલ બાંધું, પછી તમે જેમ આંધળો માણસ ચાલે છે તેમ તમે તમારા પગ

લઈ જાય તે તરફ ચાલજો. પગ પણ જમીન ઓળખે છે. એટલે હરકત નહિ આવે.

બંને જણા ચાલી નીકળ્યા. પેલી જગ્યાએ પહોંચ્યા. લુંટારાએ મુસ્તફાની આંખે ઝટ લઇ પાટો બાંધી દીધો. પછી મોચી પગના અણસારે અણસારે ચાલવા લાગ્યો. થોડુંએક ચાલ્યા પછી મુસ્તફા ઉભો રહ્યો, અને બોલ્યો: મને લાગે છે કે, હું આટલેથી આગળ નહિ ગયો હોઉં.

તરત રૂમાલ છોડી નાંખ્યો. મુસ્તફાએ મકાનો સામે નજર કરી. તેણે તરત કાસમનું મકાન ઓળખી કાઢ્યું. મુસ્તફા બોલ્યો, ભાઇસાહેબ આ સામેના મકાનમાં જ હું આવ્યો હતો.

લૂંટારો બોલ્યો: એમ, ત્યારે તમે ખૂબ હોંશિયાર છો. ઠીક, એ ઘર કોનું છે ભલા ?

મુસ્તફા બોલ્યો: આથી વધારે હું કંઈ જાણતો નથી.

લૂંટારો સમજ્યો કે હવે આની પાસેથી વધારે ખબર મળે તેમ નથી. પછી બોલ્યો: ઠીક સાહેબ, મારે પણ હવે મોડું થાય છે. લો તમારી મહેનતની દક્ષિણા, એમ કહી બીજી પાંચ સોનામહોર મુસ્તફાના હાથમાં મૂકી દીધી.

મુસ્તફા સલામ ભરી ચાલતો થયો.



લૂંટારો પછી પેલા કાસમના મકાન આગળ ગયો. અને ખડકીના કમાડ પર ચાકથી ચોકડી કરી. આ પ્રમાણે મકાન પર નિશાની કરી લૂંટારો પણ જંગલ તરફ ચાલ્યો ગયો.

## શેરને માથે સવાશેર.

બરાબર સવાર થયું છે. સૂરજનાં કિરણોથી નળીયાં સોનેરી બન્યાં છે.

મોરજીયાના ખડકી ખોલી બહાર આવી. કામ કરી પાછી વળતાં તેની નજર કમાડ પર પડી તો પેલી ધોળી ધોળી ચોકડી જોઈ. મોરજીયાના હતી તો ચતુર. તેણે વિચાર કર્યો, છોકરાં કોઈ રમતાં નથી, તો આ ચોકડી કરી જનાર કોણ? જરૂર લૂંટારો આવેલો હોવો જોઇએ. તેણે જ આ નિશાની કરી હશે.

મોરજીયાના ઘરમાં ગઈ. એક ખડીનો ટૂકડો લઈ પાછી આવી. આ કમાડ પરના જેવી જ આજુબાજુનાં પાંચ દશ ઘરનાં કમાડ પર ચોકડીઓ ચોકડીઓ કરી નાંખી પછી ઘરમાં ચાલી ગઈ. આ વાત અલિબાબાને પણ કરી નહિ.

પેલો લુંટારો ગુફામાં પહોંચી ગયો છે. બધા ચોરો તરત ભેગા થઇ પૂછવા લાગ્યા. લૂંટારાએ બનેલી બધી વાત કહી સંભળાવી.

સરદારે તેની ચતુરાઈનાં ખૂબ વખાણ કર્યાં.

સરદાર બોલ્યો: હવે આપણે અહીંથી શહેરમાં જઇએ. બબ્બે ત્રણ ત્રણ જણ સાથે જઈએ. હું અને આ આપણો મિત્ર સાથે જઇશું. તમે બધા અમુક જગ્યાએ એકઠા થજો. પછી શું કરવું તે હું તમને ત્યાં કહીશ.

બધાય લૂંટારા જુદા જુદા વેષે શહેર ભણી ચાલી નીકળ્યા.

સરદાર અને પેલો લુંટારો સાથે કાસમના ઘર આગળ આવી ઉભા. લુંટારાએ ચોકડી કરેલું કાસમનું ઘર બતાવ્યું. પરંતુ સરદારની નજર આજુબાજુના ઘરો ઉપર પડી, તો બીજાં ઘરોના કમાડ પર પણ એવી જ નિશાની જણાઇ.

સરદાર બોલ્યો: ભાઈ આવી નિશાની તો આ દરેક કમાડ ઉપર છે, એમાં ખરૂં ઘર કયું ?

લુંટારાએ પણ આવી જ ચોકડીઓ બીજાં ઘણાં ઘર ઉપર જોઇ ગભરાયો. સરદારને કંઈ ખુલાસો આપી શકયો નહિ.

બંને જણા મુંઝાયા. જંગલ તરફ પાછા ફરવાનો વિચાર કર્યો. એક ચોગાનમાં બંને જણા આવ્યા. ત્યાં બીજા લુંટારાઓ મળ્યા. સરદારે કહ્યું: ભાઇઓ આપણો મિત્ર ભૂલ્યો છે, ચાલો આવ્યા હતા તેવી રીતે પાછા જઇએ.

ગુફામાં બધા આવી પહોંચ્યા. સરદારે બધાયને કહ્યું: ભાઇઓ આપણી શરત પ્રમાણે આપણા મિત્રે કામ કર્યું નથી માટે તેને મારી નાંખવો જોઈએ.

બધાયે આ વાત કબુલ કરી.

લુંટારો બોલ્યો: આપે ફરમાવેલી શિક્ષા મારે મંજુર છે.

પછી તે લુંટારો ઘુંટણીએ બેઠો અને તલવારના એક જ ઝટકાથી તેનું માથું શરીરથી જુદું થયું.



## બીજો લૂંટારો પણ છેતરાયો.

પછી બધા લુંટારા એકઠા થયા.

સરદાર બોલ્યો: ભાઇઓ, હવે આપણે બીજા સારા હોશિયાર સાથીને આની તપાસ કરવા મોકલવો જોઇએ. જ્યાં સુધી આપણે આપણા ચોરને નહિ શોધી કાઢીએ ત્યાં સુધી આપણે કોઈ સલામત નહિ રહી શકીએ. તો બોલો તમારામાંથી બીજો કોણ આ કામનું બીડું ઝડપે છે?

બીજા લુંટારાએ આ કામ માથે લીધું.

રાત પડી લૂંટારો શહેરમાં આવ્યો. પેલા લૂંટારાની માફક આ પણ મુસ્તફાને મળ્યો. મુસ્તફાને લાંચ આપી કાસમનું ઘર શોધી કાઢયું. આ લૂંટારાએ પેલાની માફક જ કમાડ પર રમચીની નિશાની કરી પાછો ફર્યો.

ગુફામાં આવ્યો. સરદારને પોતાની બહાદુરીની વાત કરી.

તુરત જ સરદાર અને પેલો લૂંટારો શહેર ભણી આવવા નીકળ્યા.

મોરજીયાના ઘર બહાર આવી પેલી ખડીની નિશાનીનું શું થયું, તે જોવા લાગી. તેણે શું જોયું ? આ વખતે બીજી રમચીની નિશાની જોઈ. મોરજીયાના સમજી ગઈ. જરૂર લૂંટારા મારી યુક્તિથી છેતરાયા છે. એટલે આ બીજી રમચીની નિશાની થઈ છે. મોરજી-યાનાએ પણ રમચીથી આજુબાજુનાં ઘરો પર એવી જ નિશાનીઓ કરી દીધી.

લુંટારો અને સરદાર કાસમના ઘર આગળ આવી ઉભા.

સરદારે ચારે બાજુ નજર ફેરવી તો રાતી રાતી ચોકડીઓ બીજા ઘણા ઘર પર જણાઈ.

લુંટારાએ પણ આ બધું જોયું.

બંને ગુંચવાયા. આવ્યા હતા તેવા મોઢે પાછા ફર્યા.

ગુફામાં આવી પહોંચ્યા. આ લુંટારાને પણ પેલા લુંટારાના જેવી જ સજા થઈ.

## લૂંટારાઓનો નાશ.

સરદારે પોતાના સાથીઓને કહ્યું: ભાઇઓ આ પ્રમાણે જો આપણે તપાસ કરીશું તો એક પછી એક એમ બધાંયનો નાશ થશે. કારણ કે આપણો દુશ્મન આપણાયે માથાનો છે. આથી મેં નક્કી કર્યું છે કે, આ વખતે હું જાતે જ તપાસ કરવા જઉં છું.

બધાયે આ વાતને કબુલ થયા.

સરદાર શહેરમાં આવી પહોંચ્યો. તે પણ મુસ્તફાને મળ્યો. મુસ્તફાને સોનામહોરથી ખૂશ કર્યો. બંને જણા કાસમના ઘર આગળ આવી ઉભા.

સરદારે વિચાર્યું, હવે કંઈ નિશાની કરવી જોઇએ નહિ. મનમાં જ આ ઘરની નિશાની ધારી રાખવી જોઇએ. સરદારે ચારેબાજુ બરાબર જોઈ લીધું. પછી ખાત્રી થઈ કે હવે ભૂલાશે નહિ.

મુસ્તફા અને સરદાર અહીંથી છુટા પડયા.

ગુફામાં સરદાર આવ્યો, બધાંયને તેણે જણાવ્યું: ભાઈઓ, મેં બરાબર તે ઘર શોધી કાઢયું છે. અને આપણા દુશ્મનોનો કેવી રીતે નાશ કરવો તે યુક્તિ પણ મેં શોધી કાઢી છે.

હું એક મોટો તેલનો વેપારી બની જઉં. તે માટે આપણે આડત્રીસ મોટી માટીની ઘડીઓ અને ઓગણીસ ખચ્ચર લાવવાં જોઈશે. એક એક ઘડીમાં તમે એક એક જણ બેસશો. એટલે મારા સિવાયના તમે બધાય ઘડીમાં છુપાઈ શકશો. એક કોઠીમાં તેલ ભરીશું.

આ યુક્તિથી બધાયે ખુશ થયા. સરદારની ચતુરાઈનાં બધાંયે વખાણ કર્યાં.

ઘડીવારમાં સારાં ખચ્ચર અને માટીની મોટી મોટી ઘડીઓ આવી ગઇ.

સરદારના કહ્યા પ્રમાણે દરેક લુંટારો હથિયાર સાથે એક એક ઘડીમાં છુપા બેસી ગયા. પછી દરેક ઘડી પર ઢાંકણાં વાસી દીધાં. સરદાર દરેક ઘડી પર તેલનાં રેલા કરી દીધા. જાણે બધીયે ઘડીઓમાં તેલ ભર્યું છે, એવો દેખાવ કરી દીધો.

સરદારે પણ તેલના વેપારી જેવો પોશાક પહેરી લીધો. બધી ઘડીઓ ખચ્ચર પર ગોઠવી અને જાણે કોઈ મોટો તેલનો વેપારી હોય તેવી રીતે શહેર તરફ ચાલ્યો.

સાંજ પડી છે. સરદાર પણ શહેરમાં આવી પહોંચ્યો છે.

અલિબાબા વાળું કરી ઘરના ઓટલે બેઠા છે. ગડુ-ડુડુ ગડુડુડુ હોકો ગગડાવે છે.



સરદાર ફરતો ફરતો અલિબાબાના ઘર આગળ આવી ઉભો.

સરદારે અલિબાબાને સલામ કરી. અલિબાબાએ પણ સલામ ક઼ી.

સરદારે કહ્યું: જનાબ, હું બહુ દૂરથી આવું છું. મારી પાસે બહુ તેલ છે. શહેરથી હું અજાણ્યો છું. તેલ વેચવા કાલનો દિવસ રહેવું પડશે. તો આજની રાત મહેરબાની કરી આપના વાડામાં આશરો આપશો.

અલિબાબા સરદારને ઓળખી શક્યો નહિ. તેણે આનંદથી આવકાર આપ્યો. બધાં ખચ્ચરને પોતાના વાડામાં મોકલ્યાં. ગુલામને બોલાવી ખચ્ચરને ઘાસ-પાણી નીરવાનો હુકમ કર્યો.

અલિબાબા અને સરદાર વાતો કરતા બેઠા છે. થોડી રાત ગઈ એટલે અલિબાબા બોલ્યો, શેઠ સુઈ જાવ. શહેરમાં ફરી ફરી બહુ થાક લાગ્યો હશે. એમ કહી અલિબાબા પોતાના સુવાના ઓરડામાં ગયો.

સરદાર ઉઠી ખચ્ચરોની સંભાળ લેવાના બ્હાને વાડામાં ગયો. ઘડીએ ઘડીએ ફરતો જાય છે ને કહેતો જાય છે “ હું જ્યારે કાંકરો નાખું ત્યારે તમારે દરેકે હથિયાર લઈ બહાર નીકળવું, પછી શું કરવું તે હું કહીશ. ” આ પ્રમાણે દરેક માણસને કહી સરદાર પોતાની સુવાની જગ્યાએ આવ્યો.

સરદારે દીવો ઓલવી નાંખ્યો છે. ઉંઘવાનો દંભ કરતો નસકોરાં બોલાવે છે, પોતાની યુક્તિ સફળ થવાની રાહ જુએ છે.

મોરજીયાના સુવાની તૈયારી કરે છે પણ દીવામાં દીવેલ ખૂટયું છે. દીવો લઈ તેલ પૂરવા ગઈ તો તેલ ન મળે. ઘરમાં છાંટોય તેલ નથી હવે શું કરવું ?

મોરજીયાનાએ તુરત અબદુલ્લા નોકરને બોલાવ્યો. અબદુલ્લા હાજર થયો.

ભાઈ અબદુલ્લા ઘરમાં તો છાંટોય તેલ નથી. સવારે વહેલું ઉઠવાનું છે, પાણી ગરમ કરવાનું છે. હવે તેલ વિના શું થાય ?

અબદુલ્લો પણ ઠીક ઠીક હોશિયાર હતો. તેને એક યુક્તિ સૂઝી ને બોલ્યો: મોરજીયાના, શું કામ ગભરાય છે. આપણે ત્યાં આજે તેલની ઘડીએ ઘડીઓ આવી ગઈ છે, તે શા કામમાં આવશે, ચાલ થોડું તેલ લઈ આવીએ. સવારે વેપારીને પૈસા આપી દેવાશે.

મોરજીયાના આ સાંભળી ખુશ થઈ. અબદુલ્લાનાં તેણે વખાણ કર્યાં.

૪

મોરજીયાના વાસણ લઈ વાડામાં ગઇ. એક ઘડી આગળ આવી ઉભી કે તરત જ અંદરથી લુંટારો બોલ્યો: "શું વખત થયો ?" અવાજ બહુ ધીમો હતો, પણ મોરજીયાના બહુ ચતુર હતી. મોરજીયાના તો આ અવાજ સાંભળી આશ્ચર્ય પામી. આવા પ્રસંગે મોરજીયાના કાંઈ ગભરાય તેવી નહોતી, તેણે ચતુરાઈથી ઉત્તર આપ્યો: "હજી વાર છે." એમ કહી બીજી ઘડી આગળ ગઈ ત્યાં પણ એમ જ બન્યું. પછી તો મોરજીયાના એકેએક ઘડી ફરી વળી. તે સમજી કે સાડત્રીસ ઘડીઓમાં સાડત્રીસ લુંટારા છે અને એક ઘડીમાં તેલ ભર્યું છે. ઘરમાં તેલનો વેપારી વેષધારી લુંટારાનો સરદાર લાગે છે. આ લોકોનો વિચાર મારા શેઠને મારી નાંખવાનો છે. ઠીક છે ઠીક, આજે જ આ લુંટારાઓની બધી લુંટોનો હિસાબ પતાવી દઉં છું.

મોરજીયાના વાસણ તેલથી ભરી ઘરમાં આવી. ભડભડ કરતો ચુલો ચેતાવ્યો. ઉપર મોટી કડાઈ ગોઠવી દીધી, તેમાં તેલ રેડી દીધું. તેલ બરાબર ઉકળી ગયું એટલે ઝટપટ બીજા વાસણમાં ભરી લીધું.

તેલ લઈ વાડામાં આવી. દરેક ઘડીનું ઢાંકણું

ઉઘાડતી જાય છે ને ગરમ તેલ એમાં રેડતી જાય છે. કળકળતું તેલ એક સપાટામાં તો મોરજીયાનાએ બધી ઘડીઓમાં રેડી દીધું.



ગરમ ગરમ તેલ રેડાતાં બધાય લુંટારા દાઝીને મરણ પામ્યા.

મોરજીયાના ઘરમાં આવી દીવો રામ કર્યો. ચુપ-ચુપ બારી આગળ બેઠી.

સરદાર ઉઠયો, ચાર બાજુ જોયું તો ઘોર અંધારૂ હતું. કોઇ ચકલુંય જાગતું નહોતું. બારી ઉઘાડી, કાંકરો લીધો ને વાડામાં ઘડી ઉપર ફેંક્યો. પણ શાનું કોઈ હાલે કે ચાલે! બીજો ફેંક્યો, ત્રીજો ફેંક્યો, ચોથો ફેંક્યો પણ બધાય નકામા. કોઈ હાલે કે ચાલે.

સરદાર વાડામાં ગયો, ઘડીનું ઢાંકણું ઉઘાડ્યું તો ઉકાળેલા તેલની ગંધ આવી. અંદર હાથ ઘાલી માણસને ઢંઢોળે પણ કોણ જવાબ આપે. બધીયે ઘડીએ ફરી વળ્યો, બધેય આવી રીત હતી. સરદાર સમજી ગયો કે મારા બહાદુર સાથીઓ કોઇ ચતુર માણસના હાથે નાશ પામ્યા છે.

સરદાર તો મૂઢ બની ગયો. ગુસ્સાનો પાર રહ્યો નહિ પણ કરે શું? તેની યુક્તિ નકામી ગઇ. સાથીઓ ગુમાવ્યા. પોતે એકલો અટુલો પડયો.

તેણે વિચાર કર્યો, જીવતો રહીશ તો આ બધાયનું વેર લઈશ, અત્યારે તો કંઇ થાય તેમ નથી. અહીંથી ભાગી જવું એ સારૂં છે, એમ સમજી સરદાર તો ભાગી ગયો.

મોરજીયાના આ બધું જોઈ રહી હતી. સરદાર ગયો એટલે મોરજીયાનાને શાંતિ વળી ને તુરત સૂઈ ગઇ.

સવાર થયું. અલિબાબા જાગ્યો. દાતણ પાણી લાવવા નોકરને હુકમ કર્યો. દાતણ પાણી હાજર થયાં.

અલિબાબાએ નોકરને પૂછ્યું, પેલા તેલના વેપા-રીને દાતણ કરવા બોલાવો.

નોકર ગયો.

નોકરે પાછા આવી કહ્યુંઃ શેઠસાહેબ ત્યાં કોઈ નથી.

અલિબાબાએ કહ્યુંઃ ઠીક મોરજીયાનાને બોલાવો.

મોરજીયાના આવી.

અલિબાબાએ કહ્યુંઃ મોરજીયાના પેલો તેલનો વેપારી ગયો કે શું ?

મોરજીયાનાએ કહ્યુંઃ હા, સાહેબ.

અલિબાબાએ કહ્યુંઃ ત્યારે આ ખચ્ચર, આ તેલની ઘડીઓ એ બધું અહીં કયાંથી ?

મોરજીયાનાએ કહ્યુંઃ શેઠ સાહેબ તે આપના માટે વેપાર કરવા મૂકતો ગયો છે.

અલિબાબા બોલ્યોઃ તું શું બોલે છે ? કાંઈ સમજ પડતી નથી.

મોરજીયાના બોલીઃ શેઠ સાહેબ, અહીં બેસી રહે નહિ સમજાય જરા મારી સાથે વાડામાં પધારો.

તરત અલિબાબા મોરજીયાના સાથે વાડામાં આવ્યો.

મોરજીયાનાએ ચપોચપ બધી ઘડીઓનાં ઢાંકણાં ઉઘાડી નાંખ્યાં. પછી અલિબાબાને કહ્યું: શેઠ જરા જુઓ તો ખરા ઘડીઓમાં શું ભર્યું છે ?

અલિબાબા જ્યાં ઘડીમાં જુએ છે ત્યાં તો તેની આંખો ફાટી જાય છે. થરથરી ઉઠે છે. પાછો હઠી જાય છે.

અલિબાબા બોલી ઉઠે છે. મોરજીયાના આ શું કહેવાય ?

મોરજીયાનાએ કહ્યું: શેઠ સાહેબ હેઠા બેસો. આ વાત બહુ છાની રાખવા જેવી છે.

અલિબાબાએ તે કબુલ કર્યું.

પછી મોરજીયાનાએ ખડીની નિશાનીથી માંડીને રાતે બનેલી બીના સુધી બધી હકીકત કહી.

છેવટે તેણે કહ્યું: શેઠ મને ખાત્રી છે કે, આ મરી ગયેલા સાડત્રીસ અને એક ભાગી ગયો તે બધા આડત્રીસ લૂંટારા હોવા જોઈએ. તેઓએ કોઇ પણ રીતે ખબર મેળવેલી હોવી જોઈએ કે તમે તેમની બધી વાત જાણો છો અને આથી તેમણે તમારો નાશ કરવા આ યુક્તિ રચી હતી.

આ એક ભાગી ગયો તે તેમનો સરદાર હશે. મને ખાત્રી છે કે જ્યાં સુધી તે જીવતો હશે ત્યાં સુધી તમારી જીંદગી સહીસલામત નથી. માટે તમારે ખૂબ સંભાળથી રહેવું જોઈએ.

આખી વાત સાંભળી અલિબાબા બહુ અચંબો પામ્યો. પોતાની ત્રણ ત્રણ વખત જીંદખીનો બચાવ કરનાર મોરજીયાનાને જોઈ તેના પર ખૂબ વહાલ આવ્યું.

મોરજીયાના, તેં મારા પર ખૂબ ઉપકાર કર્યા. આ જીંદગીમાં તારા ઉપકારનો બદલો વાળી શકું તેમ નથી. પણ વખત આવે બનશે તેટલો બદલો વાળીશ.

મોરજીયાનાએ કહ્યુંઃ શેઠ; એ વાત અત્યારે જવા દો. આ મડદાંનું ઠેકાણું કરો. હથિયાર, ઘડીઓ વગેરે સંતાડી દેવડાવો અને ખચ્ચર વેચી મારો.

અલિબાબાનો વાડો મોટો હતો. ખૂબ ઝાડી હતી. ત્યાં મોટી ખાઈ ખોદી તેમાં મડદાં દાટી દીધાં. જમીન જેવી જમીન બનાવી દીધી.

ખચ્ચર બે ચાર દિવસમાં વેચી માર્યાં.

હથિયાર વગેરે સારી જગ્યાએ સંતાડી દીધાં.



## સરદારનો નાશ.

ઉજ્જડ જંગલમાં, ભયંકર ગુફામાં સરદારને કોઈનો સાથ નથી.

દિવસ ને રાત એકલો પડી રહે છે. ચિંતાથી મોં ઉતરી ગયું છે. પોતાના બહાદુર સાથીઓનો નાશ પોતે ભૂલી શકતો નથી, પોતાના પ્રાણ જેવા વહાલા સાથીમાંથી આજે એક પણ બચ્યો નથી.

દિવસો જાય છે તેમ વેર લેવાનું મન મજબુત બને છે. વિચાર કરે છે, મારા બહાદુર સાથીઓ જો બહાદુર લડવૈયાની માફક લડતાં લડતાં મરી ગયા હોત તો મને બહુ ન લાગત, પણ પાંજરામાં પકડાયેલા ઉંદરની માફક તેમનો નાશ કર્યો. એ કેમ ભૂલ્યું ભૂલાય. હવે હું એકલો છું, એટલે કોઈ પણ યુક્તિથી વેરનો બદલો લેવો જોઇએ.

આમ વિચાર કરતો સૂઈ ગયો.

સવાર થયું. સરદાર જાગ્યો. કોઈ ફક્કડ વેપારી બન્યો. ને શહેર ભણી ચાલી નીકળ્યો.

શહેરની ધર્મશાળામાં આવી મુકામ કર્યો.

ધર્મશાળાના પગી સાથે ગામના ગપાટા હાંકવા માંડયા. શહેરની નવાજુની જાણવા માટે પગીને ઘણા સવાલો પૂછતો જાય છે ને પગીનો જવાબ સાંભળતો જાય છે. ઘણી વાતો સાંભળી પણ ક્યાંય અલિબાબાની વાત ન આવી. સરદાર સમજી ગયો કે, અલિબાબાએ બધી વાત છુપી રાખી છે. શહેરમાં તેની કંઈ ખબર પડી નથી.

સરદારે શહેરમાં દુકાન માંડી છે. ભાતભાતનાં ને જાતજાતનાં રેશમી કપડાં વેચે છે. પોતાનું નામ "કોજીયાહુસેન" રાખ્યું છે.

સરદારની દુકાન સામેજ અલિબાબાના દીકરાની દુકાન છે. થોડા દિમાં તો સરદારે તેની સાથે દોસ્તી બાંધી દીધી છે.

વાતવાતમાં સરદારને ખબર પડી કે, આ જુવાન, અલિબાબાનો છોકરો છે. આથી સરદાર બહુ ખુશ થયો. પોતાનું વેર વાળવા ઘાટ ઘડવા લાગ્યો.

ધીમે ધીમે સરદાર અલિબાબાના દીકરા સાથે દોસ્તી વધારતો જાય છે. વારંવાર પોતાને ઘેર જમવા બોલાવતો જાય છે.

અલિબાબાના છોકરાનું નામ સુલતાન હતું.

એક દિવસ હતો. સુલતાને પોતાના પિતા અલિબાબાને પોતાના નવા દોસ્તની બધી વાત કહી.

અલિબાબા બોલ્યોઃ સુલતાન, તો તારા દોસ્તને પણ તારે જમવા બોલાવવો જોઈએ. જો કાલે શુક્રવાર છે. એટલે કાલે આપણા ઘેર તેને જમવા બોલાવી લાવજે.

શુક્રવારની સાંજે કોજીયાહુસેન અલિબાબાના ઘેર આવ્યો. કોજીયાહુસેન આજે ખૂબ આનંદમાં છે. પોતાનું વેર આજે વસુલ થશે. મનના મનોરથ પૂરા થશે, તે માટે ખુદાને યાદ કરે છે.

અલિબાબા બોલ્યોઃ " જનાબ, આપના ઉમદા સ્વભાવની, ભલાઇની સુલતાને મને ઘણી વાતો કહી છે. અને હું પણ આશા રાખું છું કે, મને પણ આપનો મિત્ર ગણાવાને ભાગ્યશાળી નિવડીશ."

કોજીયાહુસેન, અલિબાબાના વિનય માટે આભાર માને છે.

પછી બંને જણા વાતે વળગ્યા.

વાતવાતમાં કોજીયાહુસેને અલિબાબાને જણાવ્યું, સાહેબ આજે આપને ત્યાં હું જમવા તો આવ્યો છું પણ હું મીઠું ખાતો નથી.

અલિબાબાએ કહ્યુંઃ આપ કહેશો તે પ્રમાણે રસોઈ થશે.

પછી અલિબાબા રસોડામાં ગયો. મોરજીયાનાને રસોઇમાં મીઠું નાંખવાની ના કહી.

મોરજીયાના ચતુર હતી અલિબાબા જેવી ભોળી નહોતી. તેણે તુરત વિચાર કર્યોઃ એવો કોણ વિચિત્ર માણસે છે કે, બીલકુલ મીઠું ખાતો નથી. લાવ જોઉં તો ખરી.

રસોઈ તૈયાર કરી મોરજીયાના બહાર આવી ધારી ધારીને એણે મહેમાન સામે જોયું. ચતુર મોરજીયાના સમજી ગઈ, માનો ન માનો પણ આ મહેમાન તો પેલો ભયંકર સરદાર લાગે છે. ઠીક છે, ઠીક.

મોરજીયાનાએ તુરત અબદુલ્લાને બોલાવ્યો.

અબદુલ્લો હાજર થયો.

મોરજીયાનાએ અબદુલ્લાને ખાણું પીરસવાનો હુકમ કર્યો.

હવે મોરજીયાના સમજી કે, મહેમાન મીઠું શા માટે નથી ખાતો.

આરબોમાં એવો રિવાજ છે કે, એક માણસ બીજા માણસને ત્યાં મીઠાવાળું ભોજન જમે તો તે તેનો મિત્ર ગણાય. સરદાર તો અલિબાબાનો દુશ્મન હતો. તેને તો પોતાનું વેર વાળવું હતું એટલે તેણે અલિબાબાને ત્યાં મીઠાવાળું ભોજન જમવાની ના પાડી હતી.

બધા જમવા બેસી ગયા છે. મોરજીયાના બારીક નજરથી જોઈ રહી છે. મોરજીયાનાની તીણી નજર સરદારના ઝભ્ભાની અંદર એક છુપા ખંજર પર પડી.

તુરત મોરજીયાના ચાલી ગઈ.

કોજી યાહુસેન, અલિબાબા અને સુલતાન ખાણું ખાતા જાય છે ને દારૂ પીતા જાય છે.

મોરજીયાનાએ સુંદર નાચનારી જેવાં કપડાં પહેર્યાં છે. મોઢા પર બુરખો નાંખ્યો છે. કમર પર સુંદર પટો બાંધ્યો છે. તેમાં એક ખંજર લટકાવ્યું છે.

મોરજીયાનાએ અબદુલ્લાને હુકમ કર્યો: અબદુલ્લા ચાલ સુંદર વાજીંત્ર લઇ લે. જો આજે આપણે ત્યાં મહેમાન પધાર્યા છે. તેમને આપણે સંગીતથી, નાચથી ખૂશ કરીએ.

અબદુલ્લાએ વાજીંત્ર લીધું.

મોરજીયાના અને અબદુલ્લો બંને જણાં વાજીંત્ર વગાડતાં વગાડતાં દિવાનખાનામાં હાજર થયાં.

અલિબાબા વગેરે જમીને બેઠા છે.

અલિબાબા આ જોઇ ખુશ થયો. અને બોલ્યો: મોરજીયાના આજે તારી પરીક્ષા છે. આપણા મહેમાનને તારી કળાથી ખુશ કરવાના છે.

મોરજીયાનાએ મહેમાનને સલામ કરી. અબદુ-લ્લાએ વાજીંત્ર બજાવવું શરૂ કર્યું. મોરજીયાનાએ નાચવું શરૂ કર્યું.

મોરજીયાના સુંદર નાચ કરી રહી હતી. અલિબાબા અને સુલતાન તો ભાન ભૂલ્યા હતા. પણ સરદાર બડો ચાલાક હતો: તેનું ધ્યાન તો વેર લેવાના વિચારમાં હતું. તેને આ ગાનતાનમાં કંઇ ચેન પડ્યું નહિ.

મોરજીયાના પૂરી ઉલટથી નાચતી હોય તેમ લાગે છે. થોડી વારે અબદુલ્લાના હાથમાંથી વાજીંત્ર લઇ લીધું. એક હાથમાં વાજીંત્ર પકડ્યું છે. બીજા હાથમાં પોતાનું ખંજર પકડ્યું છે. આ પ્રમાણે નાચતી નાચતી અલિબાબાની બેઠક સુધી આવી પહોંચી. અલિબાબા

ખુશ થઈ ગયો. એક સોનામહોર તેની તરફ ફેંકી, સુલતાને પણ એક સોનામહોર ફેંકી.

ફેરફુદડી ફરતી ફરતી મોરજીયાના પાછી વળી. ફરી નાચતી નાચતી ફુદડી ફરતી ફરતી કોજીયાહુસેન સામે ગઈ.

કોજીયાહુસેન સમજ્યો કે, હવે મારે પણ કંઈ આપવું જોઈશે. એટલે તેણે પોતાના ઝભ્ભાની અંદર હાથ નાંખ્યો.

મોરજીયાના નાચતી હતી, પણ તે લાગ શોધતી હતી. તેણે જોયું કે આ સુંદર લાગ છે.

કોજીયાહુસેનનો એક હાથ ખીસામાં છે, ત્યાં તો મોરજીયાનાએ ફડાક દઈને તેની છાતીમાં ખંજર ભોંકી દીધું.

સરદાર છેતરાયો. ખંજરનો ઘા ઉંડો હતો. પલવારમાં મરણ પામ્યો.

અલિબાબા અને સુલતાન આ જોઈ ચીસ પાડી ઉઠયા. અલિબાબા બોલ્યોઃ 'કમજાત મોરજીયાના, તેં શું કર્યું? તેં તો મારો અને મારા આખા કુટુંબનો નાશ કર્યો.'

મોરજીયાના ડરે તેમ નહોતી. વિનયથી બોલી: શેઠ સાહેબ, માફ કરો. ખુદાની બંદગી કરો કે, આજે તમે ને તમારૂં કુટુંબ સલામત રહ્યું પછી મોરજીયાનાએ સરદારનો ઝભ્ભો ઉંચો કરી ખંજર બતાવ્યું. પછી તે બોલી: 'જુઓ તમે હાથે કરી તમારા દુશ્મનને તમારા ઘેર નોતર્યો હતો. આ જ પેલો ઢોંગી તેલનો વેપારી અને આ જ પેલા ચાલીસ ચોરનો સરદાર. તમે જરાયે ન સમજ્યા કે, શા માટે તેણે તમારા ઘરનું મીઠું ખાવાની ના પાડી.

પણ હું સમજી ગઈ કે, આજે તે સુલતાનના મિત્રના બહાને તમારા કુટુંબનો નાશ કરવા જ આવ્યો છે.

અલિબાબા આ સાંભળી મોરજીયાનાને ભેટી પડયો. તે રાજી રાજી થઇ ગયો. તેનાં ખૂબ વખાણ કર્યાં.

મોરજીયાનાએ કહ્યું: શેઠ, તમને તો ક્યાં કંઇ ખબર છે ? આ લૂંટારાએ તમારો નાશ કરવાને તો ઘણી ઘણી જાળો પાથરી પણ ખુદાની મહેરબાનીથી તે જાળમાં તે જ ફસાતો આવ્યો છે.

આ પછી ચાકની નિશાનીથી માંડીને છેવટ સુધીની બધી વાત મોરજીયાનાએ અલિબાબાને કહી.

આખી વાત સાંભળીને અલિને મોરજીયાના તરફ બહુ માન ઉપજ્યું. તે બોલ્યો: "ત્હેં ત્રણ વખત મારી જીંદગી બચાવી. તો તેનો બદલો હું શી રીતે વાળી શકીશ તે મને સમજાતું નથી. હું તને અત્યારેજ મારી ગુલામીમાંથી છુટી કરૂં છું. અને તને મારા દીકરા સાથે પરણાવવા ઇચ્છુ છું."

પછી તે પોતાના દીકરા તરફ ફરી બોલ્યો: "તું હમેશાં મારો હુકમ પાળતો આવ્યો છે તો આજે પણ મોરજીયાનાને તારી સ્ત્રી તરીકે સ્વીકારવાની ના નહિં કહે. મને હવે ચોક્કસ જણાય છે કે મારા ઉપર વેર લેવાની ખાતરજ કોજીયાહુસેને તારી ભાઇબંધી કરેલી અને આજ રાતના મને મારી નાંખી એ તને પણ જીવતો ન રહેવા દેત. આ પ્રમાણે મોરજીયાનાએ મારી તેમજ તારી પણ જીંદગી બચાવી છે."

અલિબાબાના દીકરાને તો મોરજીયાનાની ચાલાકી માટે ઘણું માન હતું. પણ તે એક શ્રીમંત વેપારી હોઈ એક ગુલામડી સાથે પોતાનું લગ્ન કરવાનો વિચાર કરી શકતો નહતો. પણ હવે તો મોરજીયાના ગુલામીમાંથી છુટી થઈ હતી. તેથી તેણે પોતાના બાપના કહ્યા પ્રમાણે કરવાની ખુશીથી હા પાડી.

પછી તેઓએ સરદારના શબને બગીચામાં બીજાં મડદાંઓની સાથે દાટી દીધું અને જાણે કાંઈ બન્યુંજ ન હોય તેમ બધું પતાવી દીધું.

જ્યારે ઘણ્ વખત સુધી કોજીયાહુસેનની દુકાન ઉઘડી નહિં ત્યારે લોકો તે બાબતની તપાસ કરવા લાગ્યા. થોડા વખત પછી તે વાત પણ વિસરાઈ ગઈ.

થોડા દિવસ પછી મોરજીયાના અને અલિબાબાના દીકરાનાં લગ્ન થયાં. આ પ્રસંગે એક મોટી મીજલસ કરવામાં આવી. બધા મહેમાનોએ અલિબાબાના છોકરાને, મોરજીયાનાન પોતાની સ્ત્રી તરીકે પસંદ કરવા માટે શાબાશી આપી. પણ લગ્નનું ખરૂં કારણ તો તેઓ સમજ્યાજ નહિ.

એક વર્ષ સુધી અલિબાબા પેલી ગુફા તરફ ન ગયો. પણ એટલા લાંબા વખત સુધી તેને કંઈ પણ અડચણ ન આવી એટલે એક વાર ત્યાં જવાનો તેણે નિશ્ચય કર્યો. પોતાના ઘોડા ઉપર બેસી તે ગુફા આગળ આવ્યો. અહીં કોઈપણ માણસનું કે ઘોડાનું એક પણ પગલું ન દેખી મનમાં ખૂબ હરખાયો.

ગુફાની અંદર જતાં અલિને જણાયું કે કેટલાય વખતથી ગુફામાં કોઈ ગયું નહતું. તેથી તેન ખાત્રી થઈ

કે પેલો સરદાર તથા તેના બધાય માણસો મરી ગયાં છે. એટલે હવે આ ગુફાનો ભેદ તો પોતે એકલોજ જાણતો હતો.

તે પોતાની સાથે એક મોટી કોથળી લાવ્યો હતો. તેની અંદર ભરાય તેટલું સોનું ભરી તે ગામ તરફ પાછો ફર્યો.

થોડો વખત રહીને અલિબાબાએ પોતાના છોકરાને જંગલમાં લઈ જઈ, પેલી ગુફાનો ભેદ સમજાવ્યો. છોકરાએ પણ પોતાની મોટી મિલ્કતનો ઘણો સારો ઉપયોગ કર્યો. પોતાનાં છેલ્લાં વર્ષોમાં તો તે મુખ્ય ન્યાયાધીશ બન્યો હતો.

તેણે પણ વારા પ્રમાણે પોતાના છોકરાને ગુફાની વાત કહી, તેણે તેના છોકરાને કહી અને આ પ્રમાણે વાત વંશપરંપરા ચાલી.

આ પ્રમાણે આ અદ્ભુત વાત દુનિયાભરમાં ફેલાઈ.

# બાલગ્રન્થાવલિ

## સસ્તું : સચિત્ર : બાલસાહિત્ય

બાળકોને જ્ઞાનમાં રસ લેતાં કરવાં હોય, તો ગ્રન્થવલિનાં પુસ્તકો પહેલી તકે ઘરમાં વસાવો.

આ પુસ્તકો જોતાંવેંતજ બાળકો રાજી રાજી થઈ વાંચવા મંડી પડે તેવાં સુંદર રૂપરંગ વાળાં અને બાળકો સમજી શકે તેવી શૈલી છે.

ગૂજરાતમાં આ એકજ એવી બાલગ્રન્થાવલિ છે કે, જે બાળોપયોગી સઘળા વિષયો પર સચિત્ર સસ્તાં સુંદર પુસ્તકો આપે છે.

વાર્ષિક પાંચસો પાનાં લગભગ સો ચિત્રો અને બાળસાહિત્યમાં જેમણે સારી પ્રતિષ્ઠા મેળવી છે, તેવા વિદ્વાનોનું લખાણ તમે કેવળ બે રૂપિયામાં જ ઘેર બેઠાં મેળવી શકો છો.

જે ઘર બાળગોપાળથી ખીલતું છે, તે ઘર આ પુસ્તકોથી બેનસીબ ન રહેવું જોઈએ.

**તુરત જ ગ્રાહક થાઓ**
**કેવળ બે જ રૂપિયા**

: ઠેકાણાં :

ગૂજરાત સાહિત્ય મંદિર : રીચીરોડ : અમદાવાદ
સી. જમનાદાસની કું. : પ્રીન્સેસ સ્ટ્રીટ : મુંબઈ નં. ૨